# મહારાજા હરિશ્ચંદ્ર.

રચનાર,

કૃ. ગો. દેવાશ્રયી.

# महाराजा हरिश्चन्द्र.

(સંસ્કૃત ગ્રંથને આધારે)

રચનાર,

કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી.

બીજી આવૃત્તિ.

અમદાવાદ:
યુનિયન પ્રિન્ટીંગ્ પ્રેસ્.
સન ૧૮૯૦.

સકલ શુભગુણસંપન્ન રાવબહાદુર,

## શ્રીમાન્ વ્રજલાલ પુરૂષોત્તમરાયજી,

ધરમપુરના પ્રધાન.

મહાશય !

આપ સદ્વિદ્વાન્ અને વિદ્યાવિલાસિછો; વિદ્યાના પ્રશસ્ત સાધનોની અભિવૃદ્ધિને, તન, મન અને ધનના વ્યયથી ઈચ્છોછો; સ્વદેશ સર્વ પ્રકારે ઉચ્ચ સ્થિતિને પામેલો જોવા ઉત્સુકછો; નિરાભિમાનથી, ઉચ્ચપદે છતાં સમ દૃષ્ટિવાળાછો; વિદ્વાનોને યથાઘટિત આશ્રય આપોછો; એ આદિ સર્વ શુભ ગુણ ગણની પ્રશસ્તિ, અંતઃકરણને ઉત્પુલક કરી, આ લઘુ પુસ્તકના ઉત્સર્ગ સારૂ આપને જ યોગ્ય અધિકારી ગણેછે તેથી અંતઃકરણના એ શુભ ભાવને પરિપૂર્ણ કરી અતિઆનંદ માનુંછું.

આજ્ઞાંકિત થવામાં મને માન છે,

મહાશય !

**કૃ. ગો. દેવાશ્રયી.**

# महाराजा हरिश्चन्द्र.



## પ્રકરણ ૧ લું.

સત્યવ્રતને તેના પિતાએ દિધેલો દેશવટો,—બાર વર્ષનો દુકાળ,—દુકાળમાં વિશ્વામિત્રની સ્ત્રીનું કરેલું રક્ષણ,—રક્ષણ કરતાં વસિષ્ઠે દિધેલો શાપ,—શાપનો પરિહાર,—સત્યવ્રતને રાજ્યગાદી મળવી,—સદેહે સ્વર્ગે જવા ચાંડાલપણાનો મળેલો શાપ,—સત્યવ્રતનું સદેહે સ્વર્ગે જવું,—પાછા પડવું,—વિશ્વામિત્રનું નવી સૃષ્ટિનું રચવું,—છેવટે ઇંદ્રનું સત્યવ્રતને સ્વર્ગે લઈ જવું,—હરિશ્ચંદ્રનું વરૂણને છેતરવું,—વિશ્વામિત્રને હરિશ્ચંદ્રપર ખોટું લાગવાનું કારણ, ઈ૦

ત્રેતાયુગમાં સૂર્યવંશના પચીશમા રાજા સત્યવ્રતનું લોકવિરૂદ્ધ વર્ત્તન જોઇ તેના પિતા અરૂણરાજાએ દેશવટો દિધો. આ સમયે મોટો દુકાળ પડયો. અરૂણ રાજા તપ માટે વનમાં ગયો. બાર વર્ષ સુધી દુકાળ રહ્યો. આ વખતે ઘણાખરા લોકો અને મુનિયો તપજ કરવામાં પોતાનું જીવન સમજતા હતા. વિશ્વામિત્ર કે જેમને ભવિષ્યમાં હરિશ્ચંદ્ર રાજા સાથે વૈર થાયછે તે પણ પોતાની સ્ત્રીને મુકી કૌશિકી નદીની તીરે તપ કરવા ગયા હતા. દુકાળને લીધે લોકો દુઃખી થવા લાગ્યા ને વિશ્વામિત્રની

સ્ત્રીને પોતાના પોષણ માટે ઘણું દુઃખ પડયું. વિશ્વામિત્ર તપ કરવા ગયેલા તેથી તેની સ્ત્રી અને બાળક નિરાધાર હતાં. બાળકો ભૂખથી ઘણાં રડવા લાગ્યાં. છેવટે કોઇ સારે ઘેર પોતાના પુત્રને વેચી દેવાને ઈરાદે વિશ્વામિત્રની સ્ત્રી ગામ તરફ જવા નિકળી. તેને અરૂણનો પુત્ર સત્યવ્રત કે જેને પિતાએ દુરાચાર કરવાને લીધે દેશવટો દિધોછે તે મળ્યો. તેના પૂછવાથી વિશ્વામિત્રની સ્ત્રીએ સઘળી હકીકત કહિ. તે સાંભળી દયા આવવાથી તેણે તેમનું ઉદરપોષણ માથે લીધું, અને ઋષિપત્નીના નિશ્ચયનો ત્યાગ કરાવ્યો. નિત્ય સત્યવ્રત, વચન પ્રમાણે ઉદરપોષણ જેટલો વિશ્વામિત્રને આશ્રમે તેમની સ્ત્રી તથા બાળકો માટે (માંસ) આહાર મોકલતો હતો. સ્ત્રી પુત્ર ખુશીમાં કાળ નિર્ગમન કરતાં હતાં. આ વખતે રાજા તપ માટે ગયેલો હોવાથી રાજ્યકારભાર વસિષ્ઠ મુનિને રાજાએ સોંપેલો હતો. રાજાના સલાહકાર વસિષ્ઠ હોવાથી તેમણે જ પોતાને દેશવટો દેવાની સજા કરાવરાવી હશે એ સંશયથી તેના મનમાં વસિષ્ઠ ઉપર ઘણો દ્વેશ હતો.

બાર વર્ષ સુધી અનાવૃષ્ટિને લીધે વનમાના મૃગ વિગરે પ્રાણીઓ પણ મનુષ્યના આહારથી ખુટી પડ્યાં. સત્યવતને, એક દિવસ વચન પ્રમાણે વિશ્વામિત્રની

સ્રીને ખાવાનું મોકલી નહિં શકાય એમ જણાયાથી વ-સિષ્ટની ગાય રખડતી વનમાં જોઇ, એ ગાયને પોતાના વચનને સત્ય કરવા માટે **સત્યવ્રત** રાજાએ મારી નાંખી, અને તેનો આહાર ઋષિપત્નીને મોકલ્યો.

એ વાત વસિષ્ઠના જાણવામાં આવવાથી **સત્યવ્રતને** શાપ દિધો કે, "હે દુષ્ટ, ત્હારા માથામાં ત્રણ શીંગડા જેવા ખીલા ઉગશે અને આજથી તું **ત્રિશંકુ** એ નામથી પૃથ્વીમાં ઓળખાઇશ." વસિષ્ઠે **સત્યવ્રતને** શાપ દિધો છે, એ વાત **વિશ્વામિત્રની** સ્રીના જાણવામાં આવી. ઘણા વખત સુધી તેજ વનમાં ઘણું તપ કરીને તે બહુ કષ્ટ વેઠવા લાગ્યો. "પુણ્યે પાપ પાછુ ઠેલાય." એ કહેવત પ્રમાણે પાપનો ક્ષય થવાથી **સત્યવ્રત** ઠીક થયો.

**અરૂણ** રાજા તપ કરીને નગરમાં આવ્યો. અને છેવટે પોતાના પુત્રને બોલાવી રાજ્યાભિશેક કર્યો. અને પોતે ફરી પાછો તપ કરવા જતો રહ્યો. ઘણા દિવસ રાજ્યપદ ભોગવ્યા પછી **સત્યવ્રત** રાજાને સદેહે સ્વર્ગે જવાનું મન થયું. તેથી તે પોતાના ગોર, **વસિષ્ઠ** પાસે, પોતાના પુત્ર **હરિશ્ચંદ્રને** રાજપાટ સોંપી, ગયો.

**સત્યવ્રતઃ**—"મહા મુને, મ્હારે સદેહે સ્વર્ગે જવું છે માટે યજ્ઞ કરાવો."

**વસિષ્ઠઃ**—"મનુષ્યદેહથી સ્વર્ગમાં જવું ઘણું દુર્લભ

છે. માટે તેમ બનવું અશક્યછે. આવી દૂર્લભ વાત મુકીદે."

સત્યવ્રતઃ—(દિલગીરીથી) "જો તમે મને જાણી જોઇ યજ્ઞ ન કરાવતા હોવ તો તે કહો. જો તમે નહિં કરાવો તો હું બિજા પાસે યજ્ઞ કરાવીશ."

વસિષ્ઠઃ—(પ્રથમ પોતાની ગાય મારી નાંખી હતી તે વાત અત્યારે પોતાને યાદ આવી તેથી)—"હે દુષ્ટ! તું દુર્લભ મનોરથ કરેછે માટે તું ચાંડાલ થઈ જા. હવે તને કદીપણ સ્વર્ગ મળશે નહિં." સત્યવ્રત તુરત જ ચાંડાળપણાને પામ્યો. આ હકીકત તેના પુત્ર હરિશ્ચંદ્રે જાણી. તે પણ ઘણો દિલગીર થયો. વાચક! આટલું છતાં પણ પોતાના વચન પ્રમાણે ઋષિપત્નીને ખાવાનું મોકલવું સત્યવ્રત ભુલી જતો ન્હોતો.

વિશ્વામિત્ર મુનિ, તપ પૂરૂં થવાથી પોતાની સ્ત્રી અને બાળકનું "અનાવૃષ્ટિથી શું થયુ હશે, તેઓ જીવતાં હશે કે મરી ગયાં હશે" એવા વિચારો કરતા પોતાના આશ્રમ તરફ આવ્યા. ત્યારે પોતાની સ્ત્રી અને પુત્રને કુશળ જોઇ વિશ્વામિત્ર ઘણા ખુશી થયા. ઋષિપત્નીએ સઘળી હકીકત કહિ. અને એ રાત્રિ આનંદમાં ગાળી. રાજાએ પોતાની સ્ત્રીનું ઘણું દુઃખ વેઠી પોષણ કર્યું માટે ઋષિ ઘણા પ્રસન્ન થયા.

વિશ્વામિત્ર એક દિવસ વનમાં ફરતા હતા ત્યાં સ-

ત્યવ્રત રાજા અકસ્માત્ મળ્યો. રાજાએ પ્રણામ કર્યા. વિશ્વામિત્ર કે જે પોતાની સ્ત્રીના કેહેવાથી સર્વ જાણતા હતા તેમણે રાજાને કહ્યું કે, "હું તને સદેહે, યજ્ઞ કરાવી સ્વર્ગમાં મોકલુંછું માટે ચાલ્ય યજ્ઞસામગ્રી કરય્" તે સાંભળી રાજાએ યજ્ઞસામગ્રી કરાવી. શુભ દિવસે યજ્ઞ આરંભ્યો. અને બિજા મુનિયોને તેડ્યા. વસિષ્ઠના શાપથી શાપિત થયેલો ત્રિશંકુરાજા યજ્ઞ કરેછે જાણી કોઈપણ મુનિ, યજ્ઞમાં આવ્યા નહિં તેથી વિશ્વામિત્રને ઘણો ક્રોધ ચઢ્યો. ધાર્યું કે, વસિષ્ઠેજ કોઈને આવવા દિધા નહિં હોય.

વિશ્વામિત્ર—"રાજા, આ યજ્ઞમાં કોઇ આવ્યું નહ. તેથી બિહિશ નહિં હું તને મારા તપોબળથી સદેહે સ્વર્ગમાં મોકલુંછું."

પછી વિશ્વામિત્રે પોતાના તપનું બલ આપીને રાજાને સદેહે સ્વર્ગમાં મોકલ્યો. રાજા પવનની ગતિ પ્રમાણે સ્વર્ગમાં ગયો. "ચાંડાલદેહમાં કોઈ અહિં આવે છે" એવું કોઇએ ઇંદ્રને વિદિત કર્યું. ઇંદ્રે તેને ચાંડાલ રૂપમાં જોઈ પૃથ્વી પર પાછો નાંખ્યો. ખરતા તારાની પેઠે પૃથ્વી ઉપર વેગથી આવતાં આવતાં તે રાજા વિશ્વામિત્રને ચીસો પાડીને કહેવા લાગ્યો કે, "હે મુને, મ્હારૂં રક્ષણ કરો" તે સાંભળી વિશ્વામિત્રે તપોબળ

આપીને ત્યાં જ ઉભો રાખ્યો.

વિશ્વામિત્રને ક્રોધ ચડયો, તેથી તેમણે નવી સૃષ્ટિ ર-ચવા માંડી. અને બિજી જ સૃષ્ટિ રચીને તેના સ્વર્ગલો-કમાં ત્રિશંકુને મોકલવાનો મનમાં ઠરાવ કર્યો. નવી સૃ-ષ્ટિ રચના માટે આરંભ કરવા જ્યાં જલાંજલી લીધી કે, ઇંદ્રે આવીને અતિ નમ્ર ભાવથી વાર્યા. અને કહ્યુંકે "ક્ષમા કરો," વિશ્વામિત્ર કહેછે—"ત્યારે, ત્રિશંકુરાજા-ને સ્વર્ગમાં લઈ જાઓ" ઇંદ્રે એ વાત કબૂલ કરી ત્રિશંકુ સદેહેસ્વર્ગે ગયો. હરિશ્ચંદ્રરાજા, વિશ્વમિત્રના તપોબળથી પોતાનો પિતા સદેહે સ્વર્ગે ગયો જાણી ઘણો હરખાયો.

હરિશ્ચંદ્ર રાજાએ સુખમાં ઘણા વખત સુધી રાજ્ય કર્યું. સંતાન ન હોવાથી વરૂણદેવની ઉપાસના માટે પોતે તપ કરવા વનમાં ગયો.

વરૂણ—(પ્રસન્ન થઈને) "હે રાજા, તારી મનકામના સફલ થાય તો તું ત્હારા પુત્રથી મને પ્રસન્ન કરવા ન-રમેધ યજ્ઞ કરીશ?"

હરિશ્ચંદ્ર—"મહારાજ, સંતાન થાય તે પછી કદી એ યજ્ઞ કરૂં તો મને કંઈ દુઃખ નથી ફક્ત હું સંતાન વિ-નાનો છું, એ અપવાદ મારે ટાળવો છે". તે સાંભળી વરૂણની કૃપાથી હરિશ્ચંદ્ર, પુત્રવાળો થયો. એટલે વ-રૂણ દેવ નરમેધ યજ્ઞ કરવાનું કહેવા રાજા પાસે આવ્યા.

રાજાએ "હજુ પુત્રને જન્મે દશ દિવશ પણ થયા નથી અને ત્યાં સુધી શુદ્ધ પણ નથી માટે હમણા માફ કરો પછીથી કરીશ" એમ કહિ પાછા મોકલ્યા. દશ દિવશ થયા પછી આવ્યા ત્યારે, "જનોઈ દિધી નથી, ભણાવ્યો નથી" એમ કહિ બિજી વાર પાછા મોકલ્યા. છેવટે એક વાયદો કર્યો. તે વાયદા પર વરૂણદેવ આવ્યા. પુત્રના જાણવામાં આ વાત આવવાથી તે "મને પિતા મારી નાંખશે" એવા ભયથી નાશી ગયો. ત્યારે રાજાએ વરૂણદેવને કહ્યું કે, "હું યજ્ઞ કરવા તૈયારછું પણ મારો પુત્ર ભયથી ક્યાં નાશી ગયો છે તેનો ઘણા માણસો ખોળવા મોકલ્યા છતાં પત્તો નથી માટે હું શું કરૂં? હવે આપ જેમ કહો તેમ કરૂં?" આ સાંભળી વરૂણદેવ પોતાને રાજા છેતરે છે જાણી "જા, તને જલોદરનો રોગ થશે" એમ કહિ જતા રહ્યા.

રાજા, એ રોગથી ઘણા દિવસ પીડાયો. પુત્રના જાણવામાં એ વાત આવી. પિતાને રોગથી છોડાવવા માટે જવાની તેને શિખામણ મળી પણ ઇંદ્રે તેમ કરતાં ઘણો બોધ દેઇ વાર્યો, તેથી તે ગયો નહિં.

રાજાએ વસિષ્ઠ મુનિની સલાહ લીધી ત્યારે 'કોઈ વેચાતો છોકરો લઇ નરમેધ કરો તો પણ ચાલે' એમ કહ્યું. તેથી તેમ કરવાવિચાર કર્યો. એક ગરીબ બ્રાહ્મણના

છોકરાના પિતાને સો ગાયો આપી વેચાતો લીધો. નરમેધ યજ્ઞનો આરંભ થયો. એ છોકરાને પશુ પ્રમાણે યજ્ઞસ્થળમાં બાંધ્યો. તે છોકરાએ જાણ્યું કે, આ યજ્ઞકુંડમાં મને કડકા કરીનાંખશે. તેથી ઘણીજ ચીસો પાડીને રડવા લાગ્યો. તેનું દયા ઉપજાવે તેવું રડવું સાંભળીને તેને મારવા માટે જે માણસ મુકરર કર્યો હતો તેણે મારવાની ના કહિ. તેથી તેનો પિતા કે જે પાસે હતો તેણે "વધારે ગાયો આપશો તો હુંજ એને મારીશ" એવું કહ્યું. તેથી રાજાએ તેમ કરવાનો હુકમ કર્યો. વિશ્વામિત્રે દયાભાવથી રાજાને કહ્યું કે, "આ છોકરાને મુકી દે. તારો યજ્ઞ પૂર્ણ થશે." ત્યારે રાજાએ માન્યુ નહિં તેથી તે, તે વખતે કંઈપણ બોલ્યા નહિં પરંતુ છોકરા પાસે આવી વરૂણ પ્રસન્ન કરવાનો તેને એક મંત્ર શિખવ્યો અને કહ્યું કે, "તું આ મંત્રનો પાઠ કરજે." છોકરાએ તે પ્રમાણે કર્યું. એટલે વરૂણદેવે પ્રત્યક્ષ દર્શન દિધાં.

રાજા વરૂણદેવને જોઈ પગે લાગ્યો. વરૂણદેવ કહે છે કે, "હે રાજા, આ છોકરો મારી સ્તુતિ કરેછે માટે એને મૂકી દે. તારો યજ્ઞ પૂર્ણ થયો. હવે તારો રોગ મટી જશે." રાજા રોગમુક્ત થયો. આ વાત પોતાના પુત્રના જાણવામાં આવવાથી તે પણ ઘેર આવ્યો. હરિશ્ચંદ્રે વિશ્વામિત્રનું કહેલું ન માન્યું. તેથી તેમને ઘણું ખોટું લા-

ગ્યું એટલુંજ નહિ પણ તેમના મનમાં ખોટી અસરે ઘર કર્યું.

## પ્રકરણ ૨ જું.

રાજસૂયયજ્ઞ,—વિશ્વામિત્ર અને વસિષ્ઠનો ઇંદ્રલોકમાં હરિશ્ચંદ્રના સત્ય માટે સંવાદ,—હરિશ્ચંદ્રની રૈયતને દુષ્ટ પ્રાણીયોથી પડેલું દુઃખ,—એ પ્રાણીયો હાંકી મુકવા જતાં વનમાં ભુલા પડવું,—ત્યાં એક બ્રાહ્મણનું મળવું,—તેને દાન આપવાનું વચન,—રાજ્યનું દાન-દક્ષિણાનું આપવું,—રાજાનું વનમાં જવું,—એક મહિનાની મુદત.

હરિશ્ચંદ્ર રાજાએ [1]રાજસૂય નામનો મ્હોટો યજ્ઞ કરવા ધાર્યો. [2]વસિષ્ઠ મુનિને બોલાવીને તેમની સલાહ પ્રમાણે યજ્ઞ કરવાની સર્વે સામગ્રી તૈયાર કરાવી. એ યજ્ઞમાં તેમને હોતા[3]કર્યા. વિધિ પ્રમાણે યજ્ઞ પૂર્ણ થયો. નિર્વિઘ્ને યજ્ઞ પૂર્ણ થવાથી રાજાએ વસિષ્ઠ મુનિની ઘણીજ સારી રીત્યે પૂજા કરી. તે મુનિ પરભાર્યા ઇંદ્રલોકમાં ત્યાંથી ગયા. તેમને ત્યાં [4]વિશ્વામિત્ર મળ્યા.

વિશ્વામિત્રઃ—"વસિષ્ઠજી, તમે આવી સારી રીત્યે ક્યાં પૂજાયા ?"

---

૧ જે રાજા ચક્રવર્તિ હોય છે તેઓજ એ યજ્ઞ કરેછે. ૨ તેમનો જન્મ બ્રહ્મલોકમાં બ્રહ્માના મનમાંથી થયો હતો. એ મોટા તત્વજ્ઞાની હતા. ૩ યજ્ઞ કરાવનાર ગોર, તેને હોતા કહેછે. ૪ ગાધી રાજાના પુત્ર; તપોબળથી બ્રહ્મર્ષિપદ પામ્યા હતા.

વસિષ્ઠઃ—"મહારાજ હરિશ્ચંદ્રે રાજસૂય યજ્ઞ કર્યો તેમાં હું હોતા થયો હતો. તેથી તેણે મારી પૂજા કરી. તે મ્હારો યજમાન છે. એના જેવો સત્યવાદી બિજો કોઇ રાજા નથી.

વિશ્વામિત્રઃ—"વસિષ્ઠજી, તમે એના વખાણ કરો-છો પણ તે તેટલા વખાણને યોગ્ય નથી. તમે ક્હેો-છો તેથી તેની રીત ભાત ઉલટી છે."

વસિષ્ઠઃ—"તમે ખોટું ક્હેોછો, એ મ્હોટો સત્ય-વાદી રાજા છે."

વિશ્વામિત્રનો સ્વભાવ મૂળમાં રિસાળવો હતો તેથી તેમને આ સાંભળતાં ઘણી રીસ ચઢી.

વિશ્વામિત્રઃ—"ત્યારે હુંજ ખરો કે, એના સત્યની સારી પેઠે પરીક્ષા કરૂં."

વસિષ્ઠઃ—"ગમે તેમ કરો, પણ એ રાજા સત્ય-વાદી છે તેથી સત્ય તો મુકશેજ નહિં."

આવું સાંભળતાં તેમને ઘણી રીસ ચઢી. તેથી હ-રિશ્ચંદ્રની વિરૂદ્ધ ઘણુંક બોલ્યા.

વિશ્વામિત્રઃ—"તમે એના આટલા બધા વખાણ કરોછો તે તમારો યજમાન થાય તેથી કરતા હશો પણ તે તો બિલકુલ સારો નથી. ત્યારે સત્યવાદી તો કયાં-થીજ હોય ? જો તમારી મરજી હોય તો એ સત્યવાદી

છે કે નહિં તે જોવા આપણે હોડ બકિયે. એ જો. અ-
સત્યવાદી ઠરે તો, તમારે તમારૂં જન્મ્યા ત્યારથી તે
આજ સુધીનું, તપ નિષ્ફળ કરવું, ને જો એ સત્યવાદી
ઠરે તો મ્હારૂં પણ એજ પ્રમાણે.” આ વાત વસિ-
ષ્ઠમુનિયે કબૂલ રાખી. ત્યાર પછી તેઓ પોત પોતાને
મુકામે ગયા. થોડા દિવસપછી વિશ્વામિત્ર તપ કરવાનો
ઠરાવ કરી તપ કરવા ગયા. તપોબળથી ઘણાંએક
દુઃખ દેનાર પ્રાણીઓને રાજાના નગર તરફ મોકલ્યાં.
એ પ્રાણીઓ નગરજનોને હેરાન કરવા લાગ્યાં. તેમને
હાંકી કાઢવા રાજાએ વિચાર કર્યો. પોતાના ઘણા-
એક માણસોને મોકલ્યા; પણ કોઇથી તે હાંકી ક-
ઢાયાં નહિં. છેવટે રાજા પંડે પોતાના સાથિયો સાથે
તેમને હાંકી મુકવા નિકળ્યો. રાજાએ ઘણી મ્હેનત
કરી તો રાજાથી પણ તે હાંકી મુકાયાં નહિં. તેથી
તેણે ધનુષ ઉપર બાણ ચઢાવ્યું, અને જેવું તાકીને
મારવા જાયછે એટલામાં એ પ્રાણીઓએ દોડવા માં-
ડયું. તેની પાછળ રાજા ઘોડા ઉપર બેસીને ચાલ્યો.
ઘણા વેગથી એ પ્રાણીઓએ દોડવા માંડયું; રાજા
પણ તેમનીપાછળપડયો. એમ કરતાં તે ઘણો વેગળે વ-
ગડામાં કે જ્યાં રસ્તાનું પણ ઠેકાણું ન્હોતું ત્યાં જઇ
ચઢયો. પ્રાણીઓ તો આડાં અવળાં ક્યાં ભરાઈ ગયાં

તે રાજાને માલુમ પણ પડ્યાં નહિં.

રાજા ઘણી ચિંતામાં પડયો. મ્હેનત ફોકટ ગઈ. પાણી વિના ગળું સુકાયું. પાણી પાણી એમ બોલવા લાગ્યો. પાસે કોઇપણ સાથી નહોતા, તેથી આ ઠકાણે પાણી કોણ આણી આપે? રસ્તો પણ ભુલી ગયો. હવે પોતાના નગરમાં, અજાણ્યો તેથી ક્યાં જાય? રાજાને ઘણાક વિચારો આવવા લાગ્યા. છેવટે જરા આગળ જવાનો વિચાર કરી આગળ ચાલ્યો. આગળ જતાં એક નદિ તેના જોવામાં આવી; ત્યાં ઘોડાપરથી ઉતરી જરા પાણી પીને શાંત થયો. એટલામાં એક ઘરડો બ્રાહ્મણ ત્યાં આવી ચડ્યો. રાજાએ તે બ્રાહ્મણને જોયો એટલે મનમાં જરા ધીરજ આવી કે આ બ્રાહ્મણ નગરનો રસ્તો જાણતો હશે. બ્રાહ્મણ પાસે આવ્યો. એટલે રાજાએ પોતાના કુલધર્મ પ્રમાણે નીચા નમીને નમસ્કાર કર્યા. બ્રાહ્મણે આશિર્વાદ દિધો. પ્રિય વાચકો, એ બ્રાહ્મણ ખરેખર બ્રાહ્મણ નહિં પણ **વિશ્વામિત્ર** રાજાને હેરાન કરવા વેશ બદલ્યો હતો.

**બ્રાહ્મણ**:—"હે **રાજા**, તું એકલો, આ ઉજડ વગડામાં ક્યાંથી આવી ચઢયો?"

**રાજા**:—"મારા નગરજનોને કેટલાંક પ્રાણીઓ દુઃખ દેતાં હતાં, તેમને હાંકી મુકવા મારા માણસોએ પ-

યત્ન કર્યો પણ તે કોઇથી હાંકી મુકાયાં નહિં, તેથી હું જાતે મ્હારા સાથિયો સાથે તેમને હાંકવા માટે નિકળ્યો. પણ તેઓ દોડીને ક્યાં જતાં રહ્યાં તે મ્હારાથી જોવાયું નહિં, "હમણા મારી નાંખુંછું" એમ વિચાર તો હું પણ તેમની પાછળ દોડ્યો ને તેથી એકલો આ વગડામાં આવી ચઢ્યો છું. અહિંથી નગરમાં જવાનો રસ્તો કયો છે તેની મને ખબર નથી, માટે જો તમે રસ્તો બતાવો તો સારૂં. મ્હારૂં નામ હરિશ્ચંદ્ર છે. હું સર્વ કોઈને મનગમતાં દાન આપું છું. તમને પણ તમે ક્હેશો તે દાન અયોધ્યામાં આવશો તો આપીશ."

**બ્રાહ્મણ**:—"હે રાજા, (નદી તરફ આંગળી કરીને) આ એક ઉત્તમ તીર્થ છે. તમે અહિં ન્હાયા ? જો, ન ન્હાયા હોવ તો ન્હાવ; કારણ કે, આ ઓચિંતાનો તમને લાભ મળેછે. તીર્થમાં ન્હાઈને મરજી પ્રમાણે પુણ્ય કરો. શક્તિ પ્રમાણે દાન કરો. પછીથી તમારી જોડે આવી રસ્તો બતાવીશ."

**રાજા**:—"તમારી મરજી, લો ત્યારે હું ન્હાઉં છું" એમ કહિ **રાજા** વસ્ત્ર બદલીને ન્હાયો (ને **બ્રાહ્મણને** કહે છે કે) મહારાજ, હવે તમારે જે જે દાન જોઈતું હોય તે સુખેથી માગો."

બ્રાહ્મણઃ—"તમે બહુ ઉદાર દિલના સત્યવાદી રાજા છો એમ મેં સાંભળ્યું છે તેથી મ્હારે તમારી પાસે બિજું કંઇ માગવાનું નથી પણ મારા દિકરાને પરણાવવો છે તે માટે દ્રવ્ય-પૈસા આપો."

રાજા મનમાં વિચાર કરેછે કે, "મ્હારા સાથિયો મને ખોળતા હશે, અથવા તેઓ કદાચિત્ મ્હારી ખોળ કરવા પાછળ આવ્યા હશે ને મ્હારી પેઠે રસ્તો ભુલી ગયા હશે તો તેમની શી વલે થશે." એવામાં બ્રાહ્મણને "વારૂ તમને દ્રવ્ય આપીશ" એમ કહિ પોતાનાં વસ્ત્રો પ્હેરી ઘોડા ઉપર બેઠો. સાથે વેશ ધારી બ્રાહ્મણ-( વિશ્વામિત્ર ) રસ્તો બતાવવા ચાલ્યો. નગર આવ્યું અને રાજા નગરમાં ગયો.

વિશ્વામિત્રે ધાર્યું કે, મેં મ્હારૂં કામ સાધ્યું. રાજાએ ધાર્યું કે મને રસ્તો બતાવ્યો. એક એકના મનમાં ખુસી થયા. ખરૂં જોતાં છોકરોએ ન્હોતો ને પરણાવવાનુંએ ન્હોતું. પણ વિશ્વામિત્રે પણ કર્યું હતું કે, 'રાજા હરિશ્ચંદ્રનું મ્હારે સત્ય મુકાવવું અને વસિષ્ટમુનિના જન્મભરનું તપ-બળ ગુમાવવું." તેટલાજ માટે કેટલાક દિવસ પછી, ન્હાઈધોઈ નિત્ય નૈમિત્તિક કર્મ-(સંધ્યા વંદન, અગ્નિહોત્ર કરવો વિગેરે) રાજા કરતો હતો, તે વખતે વિશ્વામિત્ર બ્રાહ્મણને રૂપે પોતાને

" દાન આપીશ " કહ્યું હતું, તે દાન લેવા આવ્યા.

વેશ-ધારી **વિશ્વામિત્ર**:—" રાજા, હમણાંજ, તમોએ મને કહેલું દાન આપો. તમે અત્યારે પવિત્ર કાર્ય કરવા બેઠાછો માટે અહિંને અહિં આપો. "

**રાજા**:—" તમારે શું જોઈએ છે ? જે જોઈતું હશે તે હું આપીશ. સુખેથી માંગો. કદી મ્હારાથી આપી શકાય તેવું નહિં હોય તો પણ તે, હું તમને આપીશ. "

**બ્રાહ્મણ**:—"મ્હારે તો, તમારૂં, સર્વે સમૃદ્ધિથી ભરપૂર રાજ્ય જોઈએ છે. " વિશ્વામિત્રના તપોબળે જેને મોહ પમાડયો છે એવો રાજા " રાજ્ય જોઈએ છે " એ શબ્દો સાંભળતાંની સાથે આગળ પાછળનો કંઇ પણ વિચાર કર્યા શિવાય " મેં તમોને તમારા માગ્યા પ્રમાણે મ્હારૂં સર્વ સમૃદ્ધિથી ભરપૂર રાજ્ય આપ્યું. " એવું બોલ્યો. તે સાંભળી **વિશ્વામિત્ર** કે જેને **વશિષ્ટનું** વચન તથા તેમનું તપ ખોટું કરાવવું છે તેણે કહ્યું કે, " ત્યારે મ્હેં એ રાજ્ય લીધું." પછી **બ્રાહ્મણ** કહેછે કે, હવે મને દક્ષિણા આપો; કારણ કે, શાસ્ત્રમાં દક્ષિણા વિના દાન અપાય નહિં " એવુંકહેલું છે.

**રાજા**:—"મહારાજ, મેં તમને મ્હારૂં રાજ્ય આપ્યું. હવે મારી પાસે કંઈ પણ નથી, તે તમે જાણોછો તેથી

શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શી દક્ષિણા આપવી જોઈએ તે કહો. તે હું પછીથી આપીશ."

**બ્રાહ્મણ:**—"હે રાજા, તમે મને અત્યારે ને અત્યારે અઢીભાર સોનાની દક્ષિણા આપો."

**રાજા:**—"ત્યારે એ દક્ષિણા હું તમને આપીશ, પણ હમણાં તો મારી પાસે એક બદામ સરખી પણ નથી. ધીરે ધીરે પ્રયત્ન કરીને ધન મેળવી તમને અઢીભાર સોનાની દક્ષિણા તો હું આપ્યા વિના નહિંજ રહું, હમણાંતો ક્ષમા કરો" (મનમાં વિચાર સુઝિ આવવાથી, આ મેં શું કર્યું એમ બોલેછે) પછી વિચારોથી ઘેરાયેલો રાજા પોતાના એકાંત સ્થળમાં ગયો. ને એ બ્રાહ્મણ પણ પાછો "ઠીક વળી કાલે" એમ બોલીને ચાલતો થયો.

એવામાં પોતાના ઓરડામાંથી **તારામતિ** રાણી **રાજા** પાસે આવી. **રાજા** એક અક્ષર પણ બોલ્યો નહિં. "જે **રાજા** મને જોતાની સાથે ઘણા હેતથી બોલાવીને વાતો કરતો તે આજે મને જોયા છતાં કેમ આમ?" આવો વિચાર કરતી "શું મ્હારાથી કંઈ અમર્યાદા તો થઈ નથી" એવો વિચાર કરતી પાસે આવી. ખરૂં તો એ હતું કે, રાજા વિચારમાં ગરક થયો હતો તેથી તેણે રાણી તરફ જોયુંજ નહોતું.

તારામતિઃ—"સ્વામિ, કેમ આજે મ્હારી જોડે બોલ્યા નહિં? શું મ્હારાથી આપની અમર્યાદા તો નથી થઈ, અથવા આજે આપને મ્હારાથી ખોટું લાગવા જેવું તો થયું તેથી કે જેથી મારી જોડે બોલ્યા નહિં?"

રાજાઃ—( રાણી દિલગીર થશે જાણીને. ) " કંહિં નહિં."

રાણીઃ—"સ્વામિ, આપ જાણોછો કે, સ્ત્રીથી સ્વામિયે પોતાને શાથી દિલગીર રહેવું પડેછે તે કહેવું જોઇએ, કારણ કે, તે સ્વામિની દિલગિરીમાં ભાગ લેનાર છે. માટે કહો, આપને શાથી આજે દિલગિરી થાય છે? આપે રાજસૂય યજ્ઞ કર્યો. દુષ્ટ પ્રાણીઓનો નાશ કર્યો. આપની રૈયત સુખચેનમાં છે. આપનું ભુંડું ઈચ્છનાર કોઈ નથી. તો આપ શા માટે દિલગિરીમાં છો? તે શું મ્હારાથી છાનું રાખશો ?" આવાં રાણીનાં વચનો સાંભળીને રાજા કંઈપણ જવાબ દઈ શક્યો નહિં, પણ તેના મુખકમળ ઉપર વધારે વધારે દિલગિરી જણાતી ગઈ. પાછી રાણી પૂછેછે કે, "હે મોટા મનવાળા સ્વામિ, આપ મ્હને કશું કહેતા નથી, તેથી મારો જીવ બળેછે. મને કંઈ પણ સૂઝતું નથી. મારે શરીરે કંપારી આવે છે, મને લાગે છે કે, જો આપ મને નહિં કહો તો આ ખોળીઆમાંથી

મારો જીવ હબકમાં જતો રૂહેશે, ગાટે તમે મને જે હોય તે જલદી વગર વાર કરે કૂહિ નાંખી મારા મનને શાંત કરો." આ સાંભળી રાજા ઘણો ઉદાસ થયો. ખાવાનો વખત થયો હતો; પણ રાજાએ ખાધું નૂહિં. "વિશ્રામભુવનમાં ઘડી સુઈ રૂહિશ તો મ્હારી ચિંતા જરા સમશે" એવો વિચાર કરી ત્યાં ગયો પણ નિંદ્રા આવી નૂહિં. જોડે રાણી પણ પાછળ પાછળ ગઈ. રાણીને જેમ વખત જતો ગયો તેમ તેમ વધારે ચિંતા થતી ગઇ. જેમ તેમ કરતાં એક રાત્ય એક વર્ષની પેઠે કાઢી. રાજા સવારમાં ન્હાઈ ધોઈ સંધ્યાવંદન કરી દેવપૂજા કરવા બેઠોછે. એવામાં એ બ્રાહ્મણ કે જેણે છળ કરીને રાજ્ય લઈ લીધું છે તે દક્ષિણા લેવા માટે આવ્યો.

**બ્રાહ્મણઃ**—"હે સત્યવાદી રાજા, તુ ત્હારા કહ્યા પ્રમાણે રાજ્ય તથા અઢીભાર સુવર્ણ દક્ષિણા આપ્ય. હવે વાર ના કરચ્."

**રાજા:**—"હે બ્રાહ્મણ, રાજ્ય તો હું તમને સોંપી દઉછું. પણ દક્ષિણા માટે મેં ગઈકાલે તમોને કહ્યું છે તે સ્વીકારો." એટલામાં રાણી આવી. તેને રાજા કૂહે છે કે, "મેં, આ બ્રાહ્મણને સર્વ સમૃદ્ધિથી યુક્ત મ્હારૂં રાજ્ય આપી દિધું છે. ત્હારા, પુત્રના તથા મ્હારા દેહ

શિવાય કંઇ પણ બાકી રહ્યું નથી માટે હું નગર મુ-
કીને વનમાં તપ કરવા જતો રહુછું. ભલે, એ બ્રાહ્મણ
મારા નગરજનોને સારી રીત્યે પાળીને રાજ્ય ભોગવે."
એવામાં પ્રધાન આવે છે.

પ્રધાનઃ—" હે સત્યમૂર્ત્તિ મહારાજા, આપે અમને
રઝળતા કર્યા. ગામના લોકો ઘણા શોકથી રડે છે. આપે
વિચાર કેમ ન કર્યો ? "

રાજાઃ—" સદ્‌ગુણિ પ્રધાન, ભાવિકાળ મટતો નથી.
જે થવાનું હતું તે થઈ ગયું. હવે મ્હારો ઉપાય નથી.
મ્હારે તમને આ વખતે એજ કહેવાનુંછે કે, આ બ્રા-
હ્મણને મેં મ્હારૂ રાજ્ય આપી દિધું છે. તેના કહ્યામાં
રહિને, જો તે તમનેજ પ્રધાનપદ પર રાખે તો મને
જેવું અને જેટલું માન આપતા હતા તેટલું આપીને
વર્ત્તવું અને કોઈપણ રીત્યે પ્રજાને દુઃખ ન પડે તેમ
કરવું હિતરૂપ છે. વારાફરતું સર્વને માથે સુખ–દુઃખ
હોયછે. સૂર્ય જેવા તેજસ્વીનું તેજ શાશ્વત રહેતું નથી
તો માનવી કોણ છે? તમે શોક કરશો નહિં. પ્રજાને
ધીરજ આપજો. જગત્‌માં ઉદયાસ્ત, ચઢતીપડતી, સુખ
દુઃખ, ભરતીઓટ એવી ઘટમાલ ચાલતીજ છે, માટે
ઇશ્વરઈચ્છામાં આપણે કોઇપણ રીત્યે શોકથી દુઃખી
થવું તે ઈશ્વરઇચ્છાનો અનાદર કર્યા બરોબર છે. હવે

સ્વસ્થ ચિત્તથી જાવ." આ સાંભળી પ્રધાન ઘણા શોકથી દુ:ખી થયો.

રાજા, આવો બોધ, પ્રધાનને કરી રહ્યો એટલે એ બ્રાહ્મણ વેશધારી વિશ્વામિત્ર ઘડીવાર રાજા ન જાણે માટે આઘોપાછો થયો. આણી તરફ રાજા અયોદ્ધા મુકી વનમાં જવા નિકળ્યો કે, આ સઘળું બનતીવખતે કંઈપણ બોલાયા વગર ટગર ટગર જોતાં, રાણી અને રોહિતાશ્વ પુત્ર એ બે પણ પાછળ પાછળ રડતાં રડતાં ચાલ્યાં.

નગરના લોકો, ટોળેમળીને રડતે કળ કળતે સ્વરે વારે વારે રાજાને પ્રણામો કર્યા, અને 'એ બ્રાહ્મણ કે જેને રાજાએ રાજ્ય આપી દિધું તે કોઈ કપટી અને છળ કરનાર છે' એવું મોઢેથી બોલીને ઘણા દિલગીર થયા. રાજાએ તેમને ધીરજ દિધી. બધા નગરજનો વીલે મોઢે પોતાના રાજાની દુ:ખ યુક્ત અવસ્થા જોઈ ઘેર ગયા. આણીગમ રાજા પણ પોતાની સ્ત્રી અને પુત્ર સહિત વનમાં સિધાવવા લાગ્યો. એવામાં પાછો પ્રથમથીજ જેણે મનમાં રાજાનું સત્ય મુકાવવા માટે સંકલ્પ કરેલ છે એવા બ્રાહ્મણ વેશધારી વિશ્વામિત્રમુનિ આવ્યા.

**બ્રાહ્મણ** કહે છે:—" હે રાજા. તું ક્યાં જાય છે?

અઢીભાર સોનાની દક્ષિણા મને આપવા કબૂલી છે તે તું ભુલી ગયો ? મને એ દક્ષિણા આપીને આગળ જવું હોય ત્યાં જા. ગમેતેમ કરય્, પણ, મને તો જરૂર એ દક્ષિણા આપવી પડશે. તારી મરજીમાં આવે તે કરય્ ને મ્હારી દક્ષિણા આપ્ય્. જો ન આપવાની મરજી હોય તો 'ના નહિં આપું' એમ કહે એટલે હું દક્ષિણા લઈશ નહિં. તેમજ જો તારે રાજ્ય પણ પાછું લેવું હોય તો તે પણ આપી દઊં."

રાજા:—"હે મહાત્મા, તમને દક્ષિણા આપવી એ મ્હારે શિરસટ્ટે છે. પણ તમે ઉતાવળ કરશો નહિં. મેં રાજપાટ–સર્વસ્વ તમને તમારા માગવાથી આપ્યું છે. એટલે, મનમાં તમે જરા વિચાર તો કરો કે હું દક્ષિણામાં એટલું બધું સોનું એકદમ ક્યાંથી આપી શકીશ. વળી હે મહાત્મા, હે મોટા મનવાળા, તમને અઢીભાર સોનું દક્ષિણા આપીશ એમ કહિને, તે ન આપું એવું બનેજ નહિં. સૂર્યવંશી રાજાને લાંછન લાગે. અસત્ય બોલાયજ કેમ ? તથાપિ તમે ઘણી ઉતાવળ કરોછો તો લાચાર, ભૂખ્યા હોઇએ ને જો 'ભૂખ લાગી છે' કહિ બે હાથે ખાવા ધારીએ તો એકદમ પેટ ભરાય ? નજ ભરાય. માટે હું તમને અઢિભાર સુવર્ણ–દક્ષિણા આપ્યા વિના અન્ન ખાઇશ

નહિં. તમે જરા પણ મનમાં ફિકર કરશો નહિં. હું જરૂર તમને દક્ષિણા આપીશ. શું તમને મ્હારા બોલવા ઉપર આટલો અવિશ્વાસ છે?"

**બ્રાહ્મણઃ**—"મને વિશ્વાસતો પડતો નથી. કારણ કે, સર્વ સમૃદ્ધિવાળું રાજ્ય મારે સ્વાધીન કર્યું. હવે તું કયે પ્રકારે અઢીભાર સુવર્ણ લાવી શકીશ?"

**રાજાઃ**—"અરે મહાત્મા, એમ ધારશો નહિં. મેં મારૂં રાજ્ય આપ્યું છે પણ હજુ મારો દેહ તો છે. ખપ પડે જાતે વેચાઈશ પણ તમને દક્ષિણા આપ્યા શિવાય નહિં રહું. જરા ધીરજ રાખો."

**બ્રાહ્મણઃ**—"તું, ત્હારી સ્ત્રી કે પુત્ર વેચાવ તેની જોડે મારે લેવા દેવા નથી. મારે કબુલેલી દક્ષિણા સાથે કામ છે. તું ગમે તે કરય પણ મને દક્ષિણા આપ્ય." "** ભાડુ અને દક્ષિણા તુરત આપવી" એવો નિયમ છે માટે ઉતાવળ કરૂંછું. દાન દઈ દક્ષિણા જો જલદી આપવામાં ન આવે તો તેને ગજાવિનાનું અવિચારી કાર્ય કર્યાનો અપવાદ લાગે છે. જ્યારે તારૂં ગજું ન્હોતું તો તેં એવો સાહસ શા માટે કર્યો? હજુ પણ જો તારી ઈચ્છા હોય તો રાજ્ય પાછું આપુંછું તે તું લે. અને મને ક્હે કે, મ્હારાથી દક્ષિણા નહિં અપાય. હવે મ્હારી પાસે બીજું આડુ અવળુ બોલવું

મુકી દે. કાંતો દક્ષિણા જલદીથી આપ્ય્ કે કાંતો નહિં આપું એમ ક્હે."

આવું સાંભળી રાજા ઘણો ગભરાયો, તોપણ ધીરજ રાખીને વિચાર કરતો જાણે ભાન વિનાનો હોયની તેવો જણાવા લાગ્યો.

**રાજાઃ**—"મહારાજ, કૃપા કરી જો મ્હારી વિનંતી લક્ષ્યમાં લ્યો તો તે હું ક્હું."

**બ્રાહ્મણઃ**—"બોલ ત્હારે જે બોલવું હોય તે"

**રાજાઃ**—(સજલ નેત્રથી) "મહારાજ, મારી હાલત હાલ ઘણી બારીક છે તે આપ સારી પેઠે જાણોછો. તેથી આટલું તમારી પાસે માગી લઉછું કે, એક મહિનાની મને મુદત આપો. એ મુદતમાં હું તમોને કહેલા સોનાની દક્ષિણા આપીશ."

**બ્રાહ્મણઃ**—"વારૂ ત્યારે એમ કરચ્, પણ જોજે હો, એ પછી વધારે મુદત નહિં મળે." એમ ક્હિ જતો ર્હેછે.

---

## પ્રકરણ ૩ જું.

સર્વેનું કાશી તરફ જવું,—રોહિતનો વિલાપ,—દક્ષિણા લેવા માટે બ્રાહ્મણનો ત્રાસ,—રાજા, રાણી અને પુત્રનું વેચાવું,—તેમને પડેલું દુઃખ,—રાજાની દિલગિરી.

**રાજા, રાણી અને પુત્ર** એ ત્રણે જણાં ભૂખ અને તરશ વેઠતા કાશી તરફ જવા ચાલવા માંડેછે. એ

ત્રણેમાંથી કોઇ અડવે પગે કદી ચાલ્યું નથી. ભૂખ તરશ વેઠી નથી તે આજે ઉજાડ વગડામાં એકલાં સત્ય માટે ચાલે છે ને દુઃખ વેઠે છે.

રોહિતાશ્વ:—(પોતાની માને) "બા મ્હારાથી ચલાતું નથી, મને ભૂખ લાગી છે."

*તારામતી:—"બાપુ, જો આ કાશીનગર આવેછે. ત્યાં ગયા પછી તને ખાવાનું લાવી આપીશું. હમણા આ વગડામાં ખાવાનું ક્યાંથી લાવું? હમણા તો તું ઉતાવળો ચાલ્ય, કારણ કે, અહિં વાઘવરૂની બીક દેખાય છે, તેથી જો આપણે નગરમાં જલદીથી જતા રહિએ તો એ બીક મટે. માટે ચાલ્ય બા, કર ઉતાવળ. ભાઈ, જોને આ ઝાડોની કેવી સારી ઘટા દેખાય છે. તું રોજ તારા પિતાજીની સાથે વનમાં જતો ત્યાં તેં આવી ઝાડોની ઘટા જોઇજ હશે. વળી આ જોતો, પેલા પોપટ, ચકલીઓ, મોર, હંસ, કેવાં અહિંથી તહિં,ને તહિંથી અહિં, એમ ઉડેછે." આમ કહિ કહિને સમજાવે છે. રોહિતાશ્વ ગમે તેટલો તોયે બાલક તે આવી વાતોમાં, કહે તેટલીવાર શિવાય ઘડી પણ ધ્યાન આપતો નહિં, પણ "બા, મ્હારાથી ચલાતું નથી, મને ભૂખ લાગી છે." એમ વારંવાર કહ્યા

* એનું બીજું નામ શૈબ્યા છે.

કરતો. પુત્રની લાગણીવાળી માંગણીથી માને શું થતું હશે, એનો ખ્યાલ કરવો ઘણો કઠિન છે. વગડામાં વનફળ ને કંદમૂળ શિવાય બિજું શું ખાવા મળે? પણ હમેશનો એનો ખોરાક એ ન્હોતો, તેમજ તુરતનોજ વનપ્રયાણ હોવાથી અને બિજી રીત્યે જોઈએ તો બાલકના કોઠાને એ આહાર અનુકૂળ ન હોય જાણી આડાં અવળાં ઝાડો વગેરે બતાવીને એ વાત ભુલાવવાનો પ્રયત્ન કરેછે પણ તે સર્વે ફોકટ. જો બાળકો સમજાવ્યાં કે તુરત સમજે તો "બાળ-હઠ" એ શબ્દ, શબ્દકોશના પરિચયમાં આવત જ નહિં, એટલામાં કાશીક્ષેત્રમાં સર્વે આવી પૂહોંચ્યાં.

**બ્રાહ્મણ**:—(એટલામાં આવીને) હે સત્યને પાળનાર રાજા, તેં કરેલી અવધ પૂરી થઈ; માટે વચન પ્રમાણે દક્ષિણા આપ્ય."

**રાજા**:—" મહારાજ, હું મારૂં વચન ભુલી ગયો નથી; એજ વિચારમાં છું. હજુ બે ઘડી દિવસ પણ ચઢયો નથી. જ્યાં સુધી સૂર્ય આથમ્યો નથી ત્યાં સુધી અવધ પહોંચે છે. માટે જરા ધીરજ રાખજો. જો તમારે આ કાશીક્ષેત્રમાં જરા ફરિઆવવું હોય તો ફરિઆવો." પછી રાજા મનમાં વિચાર કરીને જુવેછે તો જાતે વેચાયા શિવાય એ બ્રાહ્મણની દક્ષિણા અ-

પાસે એમ જાણ્યું નહિં, તેથી જાતે વેચાવું એજ સારો રસ્તો છે એમ ધાર્યું.

**રાણી**:—( રાજા કંઇ વિચારમાંછે એમ જોઈ ) " આમ શું કરવા ફિકર કરો છો ? સ્વધર્મ પાળવવા તત્પર થાઓ. બોલીને ફરવું નહિં જોઇએ. જ્યાં ઠીક લાગે ને જે વધારે મૂલ્ય આપે તેને ત્યાં મને વેચી દો, એટલે દક્ષિણા આપી શકાશે. દુ:ખના વખતમાં જો, મારો દેહ કામ ન લાગે તો આ દેહ શું કામ આવશે? મનમાંથી ચિંતા દૂર કરીને મને જ વેચી દો." આવું રાણીનું બોલવું સાંભળીને રાજા ઘણો દુ:ખી થયો. વળી રાણીએ કહેવા માંડયું કે, " મ્હારૂં કહ્યું માનો તો સારૂં." રાજાના મનની હાલત હમણાની વાતો સાંભળતાં ઘણીજ નબળી થઈ હતી તેથી બેભાન જેવો થઇને ભોંયપર ઢળી પડ્યો. રાણી રડવા લાગી, પુત્ર રડવા લાગ્યો. રાજા સાવધ થયો એટલે રાણીએ કહ્યું કે, " વંશજોની સદ્દગતિ માટેજ પુરૂષે સ્ત્રીને પરણવી જોઈએ" એવું શાસ્ત્રમાં કહેલું છે. ( રોહિતાશ્વ તરફ આંગળી કરીને ) આ રોહિત છે, એટલે મ્હારા કહ્યા પ્રમાણે કરો તો તે કંઈ ખોટું ગણાશે નહિં." રાજાએ જરા મન કઠિન કરીને, તારામતીનું કહેવું કબુલ કર્યું. રાણીને ઘણુંજ લાગી આ-

બ્યું. તે વિલાપ કરીને પોતાના આગલા વૈભવ અને સુખને યાદ કરતી રડવા લાગી. ગમે તેટલું તોયે સ્ત્રી જાત. તેને હદ કરતાં વધારે દુ:ખ સહન કરવાવાળા હૃદયની, ઈશ્વરે મૂળથીજ સૃજી નથી. સ્ત્રીનું હૃદય અને જાત કોમળ હોય છે.

રોહિતાશ્વ:—"બા, કેમ રડે છે? મને ખાવા તો આપ્ય, તને શું થયું છે?" આમ પૂછ્યાં કરે છે. એટલામાંજ એ બ્રાહ્મણ આવી પ્હોંચ્યો.

બ્રાહ્મણ:—"હે રાજા, મને મ્હારી દક્ષિણા આપ્ય. આજે છેવટની માગણી કરવા આવ્યો છું. જો નહિં આપે તો શાપ દઈશ."

લેણદારથી આકળવીકળ થયેલો રાજા ઘણા શોકમાં ડુબી ગયો, ને આસપાસ કોઇ આવતા જતાને જોવા લાગ્યો. એવામાં એક માણસ આવતો દીઠો. તેને પાસે આવેલો જોઇને દિલગીર થયો. કારણ કે, તે જાતે બ્રાહ્મણ હતો. ક્ષત્રીનો ધર્મ બ્રાહ્મણને આપવાનો છે, પણ તેની પાસેથી લેવાનો નથી. તેથી તે નગરમાં જવાને પોતાની સ્ત્રી, ને પુત્ર રોહિત સાથે નિકળ્યો. જ્યાં મ્હોટો બજાર ભરાયછે ત્યાં આવીને તારામતીને એક ઉંચી જગા ઉપર ઉભી રાખી. ઘણા એક લોકો આ ત્રણેને હાલ હવાલ શરીરે જોઈને, ટોળે મળ્યા. તેમની

આગળ રાજા આ પ્રમાણે બોલ્યો:—"હે નગરજનો, સત્યને પાળવા માટે આ મ્હારી પરમપ્રિય સ્ત્રીને તેની ઈચ્છાથી વેચવા માટે આવ્યો છું. તેથી જેને તેની જરૂર હોય તે ખરીદ કરો."

આટલું સાંભળતાંની સાથે, સર્વ લોકો વિસ્મય પામ્યા. કારણ કે, એ સત્યયુગના લોકો, કે જેઓ સર્વ વાતે સત્યવાદી અને સારા આચરણવાળા હતા. તેઓમાંથી એકે કહ્યું કે, "ભાઈ, તમે કોણ છો ને ક્યાંથી આવ્યા છો?" રાજાએ વિચાર કર્યો કે, ખરીવાત ક્‌હેવા બેસીશ એટલે વાર થશે ને આ બ્રાહ્મણને આજ સોનું આપ્યા વિના ચાલે તેમ નથી. મારૂં સત્ય જાય છે; માટે ગમે તેમ કરીને ખરી હકીકત હાલ તુરત ક્‌હેવી ન્‌હિં. નગરના લોકો આમ સ્ત્રીને વેચાતી લે, એ રાજાને સંભવ્યું ન્‌હિં તેથી રાજા ઘણા શોકથી સંતાપને પામ્યો. એટલામાં એક ૮૦ વર્ષનો ઘરડો ખખ્ખ બ્રાહ્મણ જેના શરીરની ચામડી વૃદ્ધપણાથી લચી પડી છે, હાથમાં એક લાકડી પકડી છે એવી હાલતમાં એ ઠેકાણે ઉભેલા ટોળા તરફ આવતો આસપાસના લોકોએ જોયો. ભેગા થએલા નગરના માણસે આ માણસને કદી ક્યાંહી પણ જોયોજ ન્‌હોતો. તેથી માંહે માંહે વાતો કરવા લાગ્યા કે, "આ વળી

ક્યાંથી આવ્યો હશે? આપણા નગરમાં તો આવા વિચિત્ર ડોળનો કોઈપણ બ્રાહ્મણ નથી." "અરે ભાઈઓ, અહિંયાં શું થાયછે?" એમ પેલો વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો. લોકોમાંથી કોઇએ કહ્યું કે, "અહિં એક મનુષ્ય સત્યને માટે પોતાની પરમપ્રિય સ્ત્રીને તેની આજ્ઞાથી વેચવા માટે આવ્યો છે." "અરે ભાઇ, એ સ્ત્રીને તો મને જોવા દો, મારે માણસનો ખપ છે, તેથી હું એને રાખીશ." એમ કહિ એ વૃદ્ધ બ્રાહ્મણ તારામતીને ધારી ધારીને જોવા લાગ્યો. પછી તેણે "માંગ્યા પ્રમાણે ધન આપીશ" એમ કહ્યું. "સ્ત્રી, પુરૂષ અને પુત્ર, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સર્વે સદ્‌ગુણોવાળાં હોય તો તેવાની કીમત ૧ કરોડ, દશકરોડ મ્હોરની (પુત્રની પણ એટલીજ) શાસ્ત્રમાં કહેલી છે." આમ બ્રાહ્મણે કહિ ૧ કરોડ મ્હોર રાજાને આપી રાણીને પકડીને લઈ જવા લાગ્યો. એ બ્રાહ્મણનું નામ કાળકૌશિક હતું.

રોહિતાશ્વઃ—(રડતો રડતો)"ઓ બા, તું મ્હને મુકીને ક્યાં જાય છે? ઓ બા,"

તારામતીઃ—"હે મહારાજ, તમે કૃપા કરી મ્હારા બાલકને પણ ખરીદ કરો. કારણ કે, તે ઘણું રડે છે. તમોએ મને ખરીદ કરી પણ મારા શિવાય બાલક

મરી જશે. જેમ ગાયનું વાછડું તેની મા શિવાય એ-કલું રહિ શકતું નથી તેમ એ બાલક રહિશકશે નહિં. મા વિના તેનો પ્રાણ જશે. માટે એને પણ ખરીદો."

**બ્રાહ્મણ**:—(ગુસ્સે થઇને) "ચાલ્ય્ ચાલ્ય્ હવે, તારી પતરાજીખોર દયા જોઇ."

**તારામતી**:—"મહારાજ, મ્હારૂં કહ્યું ધ્યાનપર લ્યો. હું તમને આજીજી કરૂં છું."

**બ્રાહ્મણ**:—"ચાલ્ય્ ત્યારે, તારા બાલકને પણ લ-ઉંછું" એમ કહિ રાજા પાસેથી તેને પણ મૂલ્ય આપી ખરીદ્યો, ને સાથે લઈ જવા લાગ્યો ત્યારે રાણીએ રાજાને પગે લાગી આજ્ઞા માગી, ને રાજાએ મ્લાન મુખડે આપી. વાચક, ખરીદ કરનાર ખરેખર કોઈ બ્રાહ્મણ ન્હોતો પણ વેશધારી બ્રાહ્મણ વિશ્વામિત્ર હતો. તે જરા આગળ જઇને પોતાને પ્રથમના બ્રાહ્મણને ખરે રૂપે પાસે ઉભો રહેલો રાજાથી જોવાયો.

**બ્રાહ્મણ**:—"હે રાજા, મારી દક્ષિણા આપ્ય્."

**રાજા**:—લ્યો મહારાજ, તમને આપવા કહેલી દ-ક્ષિણા આપુંછું"

**બ્રાહ્મણ**:—"તું આ દક્ષિણા ક્યાંથી આપવા શ-ક્તિવાન્ થયો, તે મ્હને કહે."

**રાજા**:—"તેનુ તમારે શું કામ છે? હું ગમે તેમ

કરીને લાવ્યો."

બ્રાહ્મણઃ—"ખોટી રીત્યે મેળવેલું દ્રવ્ય મારે જોઇતું નથી, તેથી જો એમ હોય તો તે, મને જલદી કૂહિ દે."

રાજાઃ—"મહારાજ, મ્હારી સ્ત્રી તથા પુત્રને વેચીને એ દ્રવ્ય મેળવ્યું છે."

બ્રાહ્મણ—"તેં કહ્યું હતું કે "જે માગશો તે આપીશ" તો મારે રાજસૂય યજ્ઞ કરવો છે તેથી હું સર્વેને દક્ષિણા આપું તેટલું દ્રવ્ય ગમે તેમ કરી લાવી આપ્ય."

રાજાઃ—"મહારાજ, શાસ્ત્રની આજ્ઞા છે કે, રાજસૂય યજ્ઞ સાર્વભૌમ રાજ્યપદ શિવાયના બિજાથી થઈ શકે નહિં. તમે કેવી રીત્યે એ યજ્ઞ કરશો ?"

બ્રાહ્મણઃ—"અમે ગમે તેમ કરીશું. તે તું કોણ પૂછનાર? જલદીથી તારૂં બોલ્યું સત્ય કરચ્. નહિં તો હું હમણા શાપ દઉંછું."

રાજાઃ—"મહારાજ, ક્રોધ કરશો માં. હવે મ્હારો એકલો દેહ છે. તે જો કોઈ લે તો વેચીને તમારી ઈચ્છા પૂરી કરૂં."

બ્રાહ્મણઃ—"ઠીક ત્યારે એમ કરચ્. જા જલદી વેચાઇ આવ્ય, હું અહિં ઉભો છું.

રાજાઃ—"મહારાજ, હું ઘણે ઠેકાણે ફર્યો પણ મને

વેચાતું લેનાર કોઇ દેખાયું નહિ." એટલામાંજ વિશ્વામિત્રની માયાથી ઉત્પન્ન થયેલો ઘોરકર્મ કરનાર એક ચાંડાલ આવતો એ બન્ને જણોએ જોયો.

(વિશ્વામિત્ર)–**બ્રાહ્મણ**:—"ઓ ચાંડાલ, તારે આ માણસને વેચાતો લેવો છે?"

**ચાંડાલ**:—"ઓ બાપજી, હું ક્યારનો મારે એક માણસ જોઈએ છે તે ખોળ્યા કરૂં છું ને. મશાણમાં રાખવા એક માણસ જોઈએ છે તે બાપજી, તમે કહો તે આપી એને લઇ જાઉં. આ સાંભળીને રાજા, એ બ્રાહ્મણને કહે છે કે, "મહારાજ, હું એ ચાંડાલને ત્યાંતો નહિંજ વેચાઉં. તમે જે કહેશો તે કરીશ."

**બ્રાહ્મણ**:—(યુક્તિથી) "વારૂ જ્યારે તું મ્હારૂં કહ્યું કરવા બંધાયો ત્યારે હું હવે તને આ ચાંડાલને વેચી દઈ તારૂં મૂલ્ય લેવા ધારૂં છું. માટે તારે વેચાવું." આ સાંભળતાં રાજાને ઘણો શોક થયો પણ શું કરે, વચને બંધાઇ ચુકયો એટલે ફરાયજ નહિં. રાજા ચાંડાલને ત્યાં વેચાયો. બ્રાહ્મણ ધન લઈ ઘેર ગયો.

**ચાંડાલ**:—(રાજાને) "અરે દુષ્ટ, પ્રથમ મેં તને દાસપણા સારૂં વેચાતો લેવા કહ્યું ત્યારે તેં ના કહિ. અને હવે, તું કેમ મ્હારા દાસપણાને કબૂલ કરે છે?" એમ ક્રોધમાં બોલીને રાજાને બે ત્રણ લાકડીઓ જ-

ડાવી દિધી. રાજાએ વિચાર કર્યો કે "આપણે જેના દાસપણાને પામ્યા, જે આપણો શેઠ થયો, તે ગમે-તેમ કરે તો પણ સામા થવું નહિં. હશે, હું જે બિ-જાને આંખના પલકારામાં અંકુશમાં રાખતો અને જે મારી ક્રોધવાળી આંખને જોવાથી થથરી જતા તે પણ, એક વખત હતો ને આજે આ નીચ ચાંડાલ-માં મુખ્ય ધનાઢ્ય પ્રવીર, તેને હાથે માર પણ ખાવા યોગ્ય થયો. એ કંઈ ઓછા સંસ્કારની વાત નથી."

આણી તરફ રાજા પ્રવિર ચાંડાલને ત્યાં વેચાયો ને રાણી તથા રોહિતાશ્વ કાળકૌશિક નામના બ્રાહ્મણને ત્યાં વેચાયાં, રાજા ચાંડાલ પૂંઠે પૂંઠે તેને ઘેર ગયો અને તેણે તેને શ્મશાનની રક્ષા કરવાના કામ માટે નીમ્યો. ચાંડાલનું ઘર, ચાંડાલની રીતભાત કેવી હોય છે, તે જો કોઇએ, સાંપ્રતકાળની, ભંગિયાવાડ કે ચાંમડીઆવાડ, જોઈ હશે તો સહજ અનુમાન થશે. દુઃખે સુખે જેમ તેમ રાજાએ શ્મશાનમાં રહિને દિવસો કાઢવા માંડ્યા. રાજાને આ ઠેકાણે શું ખાવા મળતું તે જરા જોઇએ. પ્રવીરે રાજાને એવો હુકમ કર્યો હતો કે, 'જે જે મડદાં આ શ્મશાનમાં બાળવા માટે આવે તેમની પાસેથી ૧ શેર ચોખા અને અડધો રૂપીઓ લેવો. તેમજ મડદાં ઉપર ઓરાઢેલું લુગડું લેવાનો

પણ આપણને હક્ક છે, માટે એ લુગડાં પણ લઇને ધોઈ ભેગાં કરજે. તારે ખાવા માટે, જે શેર ચોખા આવે તે ચોખામાંથી અડધા મારે ત્યાં મોકલવા ને બાકીના અડધા રહે તે ત્યાં ઠીકરાં પડ્યાં હોય તેમાં ત્હારે રાંધી ખાવા.'

જે રાજાને ભાવતાં ભોજન મળતાં તેને આજે અરધો શેર ચોખા. અરે, તે કેવી રીત્યે મેળવેલા ખાવાનો વખત આવ્યો છે! તેનો વિચાર વાચકોએજ કરવો. એ સ્મશાનમાં કોઇપણ ઠેકાણે રાત્રે સુઈ રહેવા ઠેકાણું ન્હોતું. ઝાડ નીચે સુઈ રહેવાનું. પથારીનું નામ તે જાણતો હતો પણ તેને પાથરવા તે મળતી ન્હોતી. આસપાસથી માણસનાં મડદાંની દુર્ગંધ તેનું મગજ ફાડી નાંખતું હતું. પણ કરે શું? ઘણું કષ્ટ વેઠીને તે હવે કઠિન થયો હતો. તોપણ તેને પૂર્વનું સુખ યાદ આવે તે વખત નીચે પ્રમાણે શોક શબ્દ ઉચ્ચારે તો તેમાં તે કંઈ નવાઇ કરતો ન્હોતો.

"અરે દૈવ! મ્હારો આ પણ પૂર્વ જન્મનો સંસ્કાર, હું રાજા મટી એક અધમ ચાંડાલને ત્યાં વેચાયો. અરે, પ્રથમનો મારો આહાર ક્યાં ને આજનો ક્યાં. મારી સ્ત્રીને કેવું દુઃખ હશે. મારો સુકુમાર બાલક શું કરતો હશે. અરે, એને હજુ મેં ધારેલી કેળવણી પણ

આપી નથી. હશે જે નસીબમાં લખ્યું હોય તે ખરૂં. આ સંસાર દુ:ખરૂપ છે એ તદન ખરી વાત છે.” સ્વાભાવિક રીત્યે સ્ત્રી કરતાં પુરૂષનું હૃદય દુ:ખને સહન કરવાની શક્તિવાળું હોયછે તેથી રાજા પોતાના મનને વશ રાખતો હતો.

---

# પ્રકરણ ૪ થું.

કાલકૌશિકને ત્યાં દુ:ખ વેઠતાં તારામતિનું રૂહેવું,–ફુલ તુલસી લેવા જતાં રોહિતને વાડીમાં સર્પનું કરડવું, શબ અગ્નિ સંસ્કાર માટે નમ્ર ભાવે તારામતીનું કાલકૌશિકપ્રતિ વિનવવું,–પુત્ર શબને અગ્નિસંસ્કાર કરવો,–શ્મશાનરક્ષકના જાણવામાં આવવથી મના કરવી,–અર્ધ દગ્ધપુત્ર શબ લઇને તારામતીનું જવું અને ચોકીદારનું જાણવું.

હવે, આપણે જરા તારામતિ તરફ જોઈએ કે તે કેવી સ્થિતિમાં છે. તારામતી રોહિતાશ્વ સહિત કાળકૌશિક વૃદ્ધ બ્રાહ્મણને ત્યાં રોતી રોતી તેની પૂંઠે ચાલી અને શોક કરવા લાગી કે, “હે સ્વામિ, હવે તમે મને કયારે મળશો; આ બાલક હજુ ઉચ્ચ કેળવણી પામ્યો નથી. તેનું સારી રીત્યે લાલન-પાલન થયું નથી. એનું શું થશે? બધુંએ રહ્યું, પણ તમને શું થતું હશે,

તમારી શી વલે, હે પ્રાણનાથ, મેં કંઈ પાપ તો કર્યાંજ હશે. નહિં તો મારે નસીબે આવું દુ:ખ હોય નહિં. તમારાથી એક પલ પણ વેગળી ખસી નથી તે હવે તમારા વિના મને શી રીત્યે ગોઠશે? આ બ્રાહ્મણ કોણ જાણે, ક્રોધી દેખાય છે તેથી મને કેટલુંએ દુ:ખ દેશે તે હું જાણી શકતી નથી. આ પણ નશીબનાજ મેળ છે. હે સ્વામિ, તમારા શિવાય મ્હારો જીવ બિજો કંઈ પણ નથી. ગમે તેટલું દુ:ખ મને પડજો, પણ તમારૂં તથા આ બાલકનું (એમ કૃહિ તે જે રસ્તે ચાલતો જતો હતો તેને ઉચકીને છાતી સરસો દબાવી) રક્ષણ થઇ સુખી ર્‌હેજો. એટલે મને ઠીક લાગશે. મ્હારો પ્રાણ જાય તો મારી ઇશ્વર પ્રતિ પ્રાર્થના છે કે, આવતા જન્મમાં પણ આપજ પતિ થજો." એમ કૃહિ ધીમે સ્વરે રડે છે. એવામાં બ્રાહ્મણનું ઘર આવી પ્‌હોંચવાથી તેના ઘરમાં ગઈ. ઘરમાં જેવી ગઈ કે લાગલી તેની એક સ્ત્રીએ તેનું ઘણું અપમાન કર્યું. તેની સાથે હળીમળી ન ચાલતાં આડી રીત્યે દુ:ખ દેતી વર્ત્તવા લાગી. દુ:ખમાં ઘણી વખત ગજા ઉપરાંત કામ કરતાં થાકી જાય તોપણ તેને "નકામી બેસાડી મુકવા તને લાવ્યા નથી" એમ કૃહિ ઘણા ટુંકરા હુંકારા તેને સંભળાવતી હતી. રાણી છેક

અડધી રાત્રે નવરી થતી. ત્યાં સુધી કંઈ નહિં ને કંઈ કામ તેને બતાવવામાંજ આવતું હતું. રોહિતાશ્વને પણ બેસાડી મુકતી ન્હોતી. દેવપૂજાની સામગ્રી કરવા માટે તેને સોંપેલું હતું. દરરોજ પાડોશીના છોકરા સાથે વાડીમાં જઇને ફૂલ, તુળશી અને બીલિપત્ર તથા અગ્નિહોત્ર માટે સમિધનાં લાકડાં લાવવાં એ સર્વે તે કરતો હતો. તે સાથે ધોતીયાં ધોઇ લાવતો. એ આખા ગામમાં, ગામને છેવાડે વિશ્વામિત્રની માયાથી વસાવેલું આ બ્રાહ્મણનું ઘર હતું કે જેનું વર્ત્તન નગરના બ્રાહ્મણોથી જૂદાજ પ્રકારનું હતું. બિજા સર્વે બ્રાહ્મણના ઘરથી તેનું ઘર વેગળુ હોવાથી તેના ઘરમાં શું થાય છે તે કોઈ જાણતું ન્હોતું. તેથી રોહિતાશ્વ તથા તારામતીને આવું દુઃખ પડતું હતું. આટલું દુઃખ છતાં વિશ્વામિત્રને ઠીક ન લાગ્યું તેથી બિજા દુઃખ માટે પ્રયત્ન કર્યો.

એક દિવસ રોહિતાશ્વ પોતાની પાડોશનાં છોકરાસાથે બાગમાં ફૂલ તુળશિ વિગેરે લેવા ગયો. ત્યાં એક મોગરાના છોડ નીચે સાપ હતો. તે જેવો ફૂલ ચુંટીને લેવા જાય છે એટલામાં એ સાપે તેને ડંશ ભર્યો કે તુરત એ બાલક રોહિતાશ્વ મૃત્યુને પામ્યો. વાડીમાં તેના સોબતિયો ફુલ વિણવા ફરતા હતા. તેમણે ફ-

રતે ફરતે આને જોયો. એટલે ત્યાં તેઓ આસપાસ જોવા લાગ્યા. તેમના જોવામાં એક સાપ ત્યાંજ કોરે છુપાઇ રહેલો જણાયો. તેઓએ ધાર્યું કે, આને સાપેજ ડંશ ભર્યો હશે. તેથી તેઓ સર્વે વીલે મોઢે તેની માને ખબર કહિ આવ્યા. આ ખબર સાંભળતાંવાંત જ તારામતી મૂર્છાને પામી ગઇ. ઘડીવાર પછી શુદ્ધિ આવી એટલે ધીમે સ્વરે રૂદન કરતી હતી. કારણ કે, કાળકૌશિક તથા તેની સ્ત્રીની તેને ઘણી બ્હીક હતી કે, રખેને મને ખીજશે. આખરે તેમજ બન્યું. તારામતિ પાસે કાળકૌશિક આવ્યો.

કાળકૌશિકઃ—"કાંરે, તું ઘરનું કામ કરતી નથી ને રડ રડ કરે છે? તને અહિં બેસાડી મુકવા લાવ્યો નથી. ત્હારે ઘરનું કામ ઘણી ઝડપથી અને ચાલાકીથી કરવું પડશે. અરે દાસી, રડવું મુકી દે."

દાસીઃ—"ઉદાર દિલના મહારાજ, આપણા પાડોશીના છોકરા સાથે રોહિત ફુલ તુળશી લેવા બાગમાં ગયો હતો. ત્યાં તેને સાપે કરડવાથી મૃત્યુ પામ્યો છે. એવી ખબર તે છોકરાઓ લાવ્યાછે. તેથી હું રડું છું. જો તમે, મને એક ઘડીની રજા આપો તો ત્યાં જઈ તેના શબને અગ્નિસંસ્કાર કરિ આવું. મહારાજ, મ્હારા પ્રાણ સમાન વ્હાલો પુત્ર, આજે ઓચિંતાનો મૃત્યુ પા-

મ્યો તેથી મને ઘણુંજ રડવું આવે છે.”

કાલકૌશિકઃ—“ત્હારો પુત્ર મૃત્યુ પામ્યો તો શું થઇ ગયું? તને રજા નહિં મળે. આવું બ્હાનું કાઢી તારે ઘરનું કામ રખડાવવું હશે. રોજ કંઈ નહિં ને કંઇ બ્હાના બતાવીને ઘરનું કામ ધ્યાન દઈને કરતી નથી. ભોગ ત્હારા. પુત્ર મૃત્યુ પામ્યો તો. હું શું કરૂં? એટલામાં એની સ્ત્રી આવી તેતો મૂળથીજ દયાહીન-નિર્દય હતી. તેણે તેને ઘણી ગાળો દિધી. એટલુંજ નહિં પણ પુષ્કળ મારીને ‘રોજ રડિને ઘરનું કામ ન કરતાં વખત કાઢે છે’ એમ બોલી. તે શોકમાં ને શોકમાં ઘરનું કામકાજ કરવા લાગી. પુત્ર મૃત્યુથી સૂતક લાગે પણ તે સૂતકી પાસે ઘરનું કામ, વિશ્વામિત્રની માયાનો બ્રાહ્મણ ને તેની સ્ત્રી વિના બિજું કોણ કરાવે? આવો ને આવો ઝુલુમ વાપરે. રડતી કળ કળતી તારામતી ઘરનું કામ રોજ પ્રમાણે કરીને અડધી રાત્રે પરવારી એટલે, કાળકૌશિકે એવી સરતે રજા આપી કે “ જેમ બને તેમ તેમ પરોઢિઆમાં આવીને જલદીથી હાજર થવું.”

પછી તારામતી પુત્રના શબ સમીપ વાડીમાં આવીને ઝીણે સ્વરે ઘણું રૂદન કરવા લાગી. “બેટા રોહિત, તું મને એકલી મુકીને ક્યાં ગયો? ભાઈ ઊંઘમાંથી તો જાગ્ય, અરે દૈવ, મારા નિરપરાધિ બાળક ઉપર આવો કેર શા

માટે કર્યો? ઓ હરિશ્ચંદ્ર, આ તમારા પુત્રને જગાડો. આ પુત્ર તમને દરરોજ બાપાજી બાપાજી કહિ કાલૂં કાલૂં બોલી દોડીને ગળે વળગી પડતો તેની દશા તો જુવો. (પાસે ભેજ હોવાથી બાળ કીચડથી લપેટાઈ ગયો હતો.) અરે બાલક, ભાઇ, એકવાર બોલને બા. તું કેમ બોલતો નથી" એમ વારંવાર બોલતી અને છેલી વારની બેભાનપણામાં છાતી સરસું એ પુત્ર શબ દાબીને બોકી લેતી "ભાઇ, એકવાર તો બોલ" એમ કહિને અતિ રૂદન કરવા લાગી પણ અફસોશ એ સર્વે નકામું હતું. છેવટે ઘણી દિલગીર થઈ "આ બાલકને અગ્નિદાહ કરૂં ને જલદીથી પરવારીને કાળકૌશિકને ત્યાં જાઉં. જો વખત થઇ જશે તો મારા વળી પૂરા ભોગ મળ્યા" આવો વિચાર કરી સ્મશાનમાં આવી. આસપાસથી કાંટા વિગેરેના ઝઇડાં લઇને ત્યાં જે શબ સળગતાં પડ્યાં હતાં તેમાંથી દેવતા લઇ એક મોટી પોક મુકી અગ્નિદાહ કર્યો એટલામાં સ્મશાનરક્ષકે તે પોક સાંભળી.

**સ્મશાનરક્ષકઃ**—"અરે તું કોણ છે, આશું કરેછે, કર આપ્યા શિવાય આ શબને તેં અગ્નિ સંસ્કાર કેમ કર્યો, લાવ્ય્ કર"

**રાણીઃ**—"આ મ્હારા પુત્રને નાગે ડંશ ભર્યાથી તે મરણ પામ્યો છે. હું દુખિઆરી નિર્ધન છું. કોઈપણ રી-

ત્યે હું કર આપી શકું તેમ નથી. મને હેરાન ન કરતા મારા પુત્રને સારી પેઠે અગ્નિદાહ કરવા ઘો”

**શ્મશાનરક્ષક**:—“અરે ઓ ભલી બાઇ, મારા ધણીએ મને વગર કર લીધે કોઇના પ્રેતને દહન કરવાની મના કરી છે માટે તું ગમે તેમ કરચ્, પણ કર આપ્યા શિવાય પ્રેત દહન ન્હિંજ થઈ શકે. મારે મારા ધણીની આજ્ઞા માનવી જોઇએ. માટે તુ આ અર્ધદગ્ધશબને લઈ જતી ર્‌હે. હું તને અર્ધ દગ્ધશબને લઈ જવા ન દેત પણ હું ઊંઘતો હતો તેવામાં અર્ધ રાત્રે તું આવીને છાની રીત્યે, પોક મુકી અગ્નિ સંસ્કાર કરવા લાગી ને અગ્નિ સંસ્કાર થયા પછી મ્હારા જાણવામાં આવ્યું તેથી મારી ભૂલ થઈ માટે એ ભૂલનો લાભ હું તને આપું છું અને વગર કર લીધે તને અહિંથી જવા દઉ છું એજ મેં ત્હારા પર કૃપા કરી છે સમજજે. ચાલ્ય્, પ્રેત લઈ લે”

**રાણી** ( કંઈપણ બોલવા ધારતી ન્હોતી પણ ) ફરીવાર નમ્ર વિનંતી કરવાને ધારી ઘણા કાલાવાલા કર્યા. પણ જેનો નિશ્ચય ફરે તેવો નથી એવા **શ્મ**શાનરક્ષકે છોખ્ખીના ના કહિ. તે સાંભળીને રાણીને ઘણું લાગી આવ્યું તેથી તે ત્યાંનેત્યાં પોકે પોકે, “હે બાલક, તું ક્યાં નાશી ગયો રે” એમ વિવિધ શોકના ઉદ્‌ગાર કા-

ઢીને રડવા લાગી. અરે ભાઇ રોહિત, તું એક વખત મારી સાથે વાત કરચ્ય,જો તારા પિતા હરિશ્ચંદ્ર આ વખતે હોત તો તારી આવી દશા થાત નહિ" આમ બોલી ત્યારે શ્મશાનરક્ષકે જાણ્યું કે આ મારી સ્ત્રી છે. અને આ શબ તે મારો પુત્ર રોહિતાશ્વ છે. રાજાને ઘણો શોક થયો. તે પણ છાનો રડી પડ્યો. (મનમાં) "અરે આ મ્હારી આવી શી અવદશા? પ્રાણથી અધિક વ્હાલી આ મ્હારી સ્ત્રી આ ભયંકર શ્મશાનમાં શોક કરતી પુત્રના શબને લઈ આવી છે. અરે હાય, મારો જીવ જાય તો સારૂં. મ્હારાથી આ દુઃખ દેખીને તે સહન થઈ શકતું નથી. હે ઈશ્વર, તું જે કરે તે ખરૂ".

**શ્મશાનરક્ષકઃ**—"હે સુંદરી, તું ક્યાં ર્‌હેછે અને આ પુત્ર શાથી મૃત્યુને પામ્યો ?"

**રાણીઃ**—"હું આ નગરના કાળકૌશિક બ્રાહ્મણને ત્યાં ર્‌હુંછું. આ મ્હારો પુત્ર રોહિત કે જે સત્યવાદી હરિશ્ચંદ્રનો પુત્ર છે તે વાડીમાં ફુલતુળશી લેવા ગયો હતો. તેને ત્યાં નાગે ડંશ ભરવાથી મરી ગયો છે. હું એની મા છું. રાજા હરિશ્ચંદ્ર કાલયોગે ક્યાં હશે તે મને ખબર નથી. જો તે આવે વખતે મારી સંભાળ લેવા પાસે હોય તો મને આ દુઃખમાં ધીરજ મળ્યા જેવું થાય. મને એ કાળકૌશિક બ્રાહ્મણ અને તેની સ્ત્રી હદ ઉપરાંત દુઃખ

દે છે. મેં તેમની પાસે, વખતસર પુત્ર મરણની ખબર સાંભળી હતી ને તેના અગ્નિ સંસ્કાર માટે બે ઘડીની રજા માંગી પણ એ બ્રાહ્મણ તથા તેની સ્ત્રીએ મારી સાથે ઘણી કઠોર ભાષામાં બોલીને મને ઘરનું કામકાજ કરવા કહ્યું અને તેની સ્ત્રીએ તો ઘણો માર માર્યો. મારા દુ:ખનો પાર નથી. અડધી રાત્રે જ્યારે મેં ઘણી દીનતાથી કહ્યું ત્યારે પરોઢિયામાં જલદી આવવાને સરતે મને જવા દિધી. તેથી હું આવી અંધારી રાતની દરકાર ન કરતાં અહિં પુત્ર શબના અગ્નિસંસ્કાર માટે આવી છું અને તમે કર આપીને અગ્નિદાહ કરવા કહ્યું. તમેજ વિચાર કરો કે, મારી પાસે કર આપવા દ્રવ્ય ક્યાંથી હોય? મ્હારી કરમ કથા ઘણી લાંબી છે. માટે તમે જો કૃપા કરો તો ઠીક." રાજા દિલગિર થઇ છાનો રહ્યો.

**શ્મશાન**:—"બાઈ, ત્હારૂં દુ:ખ જોઈને મને ઘણું રડવું આવે છે પણ મારે મારા ધણીનું વચન માનવું જોઈએ માટે કર આપ્યા વિના તો કોટિ ઉપાયે ત્હારા પુત્રના શબને અગ્નિદાહ થઇશકશે નહિં. માટે એ શબને તું લઈને અહિંથી ચાલતી થા." એટલે રાણી એ અર્ધદગ્ધ શબને લઈ ચાલતી થઈ. ગામની પાસે લગભગ આવી પહોંચી ને પાછું હૈયું ભરાઈ આવવાથી મોઢેથી રડવા લાગી. તેનું રડવું સાંભળીને આસપાસના ચો-

કીદારો આ શું કૌતુક છે અને આટલી રાત્રી સ્ત્રી જેવું કોણ રડેછે તે જોવા માટે આવ્યા.

---

## પ્રકરણ ૫ મું.

રાક્ષસી જાણી રાણીને વધ કરવા ચાંડાલને સોંપવું,–ચાંડાલે રાક્ષસી જાણી શ્મશાનરક્ષક–હરિશ્ચંદ્રને તેનો વધ કરવા કહેવું,–રાજા અને રાણીનું પરસ્પર ઓળખાવું,–પુત્ર શબને દહન કરવા ચિતાનું ખડકવું–રાજા અને રાણીએ ચિતામા બળિ જવા કરેલો વિચાર છેવટે કરેલી ઇશ્વર પ્રાર્થના,–પ્રત્યક્ષ વિષ્ણુના દર્શન, ઇંદ્રપ્રતિ વિનંતી,–હરિશ્ચંદ્રનું સંપૂર્ણ સત્યવાદી ઠરવું,–નગરજનો સહિત હરિશ્ચંદ્રનું સ્વર્ગે જવું.

ચોકીદારઃ—"બાઈ, તું કોણ છે અને આટલી રાત્રે કેમ રડે છે?" એમ બે ત્રણ વાર પૂછ્યું તોપણ તે બોલી શકી નહિ તેથી ચોકીદારોના મનમાં વ્હેમ આવ્યો અને ફરીને પૂછ્યું.

રાણીઃ—"ભાઇ, હું માણસ છું. મારો દિકરો સાપ કરડવાથી મરી ગયો છે તેથી રડું છું." તેઓમાંથી કેટલાક ચોકીવાળા પાસે આવીને જુવે છે તો તેના ખોળામાં અડધો બળ્યો એક છોકરો જોયો. તે જોઇ કેટલાક ગભરાઈ ગયા. કેટલાક નાશી ગયા. પણ જે હિમ્મ-

ત વાળા હતા તે પાસે પણ જરા વેગળા ઉભા રહ્યા. તેઓ માંહોમાંહે બોલવા લાગ્યો કે "બિજે ત્રિજે આપણા નગરમાંથી છોકરાં ખોવાય છે તેનો પત્તો લાગ્યો. આ ખરેખર કો જક્ષણી દેખાય છે. તે જુઓ, અડધા બળેલા શબને પણ છોડતી નથી ને કહેછે કે, હું માણસ છું, પણ એતો ખરેખાત જક્ષણીજ છે. માટે ચાલો પકડીને ચાંડાલને ત્યાં તેનો વધ કરીને નાશ કરવા સોંપી આવીએ." એમ કહિ તેને પકડીને ચાંડાલ કે જે ઊંઘતો હતો તેને જગાડી આ સર્વે હકીકત કહિને રાણીને સોંપી આવ્યા.

ચાંડાલ કહેછે.—"ઠીક થયું. આજ ઘણે દિવસે હાથ લાગી. રોજ છોકરાં મારી ખાધાં તે ઠીક લાગ્યું ને આજ પકડાઈ ત્યારે કેમ રડે છે" એમ બોલી વેગળેથી ઢેકાળા માર્યા. નિર્દોષ રાણીને ઘણું વાગ્યું પણ શું કરે? રાત હજુ થોડી હતી. દુ:ખમાં દટાઈ ગઇ હતી. તે સાથે "જો પરોઢિયામાં કાળકૌશિકને ત્યાં નહિં જવાય તો......" એવું યાદ આવતાં રૂદન કરવા લાગી.

વ્હાણું વાવા આવ્યું હતું. બરોબર વ્હાણું વાયું એટલે એ ચાંડાલે શ્મશાનરક્ષને બોલવવા મોકલ્યો. ધણીનો હુકમ માથે ચઢાવી તે આવ્યો તેને જોઇ,

ચાડાલ:—"હે સ્વધર્મને પાળનાર દાસ, આ લોકપ્ર-

સિદ્ધ રાક્ષસી છે. તે બિજે ત્રિજે ગામમાંથીલોકોનાબાલકોને ખેંચી જઇ મારી ખાય છે. જો આ, કોઇનો છોકરો ખેંચી લાવી છે. માટે તને એટલાજમાટેબોલાવ્યો છે કે, (તરવાર બતાવીને) આ તેજદાર તરવારથી એનું માથુ ઉરાડી દઇને એના અંગના નાના નાના કટકા કરી નાંખ્ય્ કે જેથી લોકોને પીડા થતી મટે. એ ઘણે દિવસે આજ હાથ આવી છે." શ્મશાનરક્ષક પાસે જઇને જુવે છે તો તે પોતાની સ્ત્રીજ માલુમ પડી. અને તેને પાછું, દુ:ખ સાંભરી આવ્યું. અને કોઇ જાણે નહિં એમ સહજ રડિ પડ્યો.

તેચાંડાલપાસેઆવીને બોલ્યો કે, "મ્હારાથી સ્ત્રીનો વધતો નહિં થાય. કારણ કે, શાસ્ત્રમાં સ્ત્રીવધમોટું પાપ ગણેલું છે. ગમે તેમ કરીને સ્ત્રીનું રક્ષણ કરવું પણ સ્ત્રીનો નાશ કરવો નહિં એવું વચનછે માટે એ કામ મને સોંપશો નહિં"

**ચાંડાલ**—"અરે દાસ, તું મ્હારે ત્યાં વેચાયો ત્યારથીજ ધર્મ અધર્મ તારે જોવાનો રહ્યો નથી. એ મ્હારે જોવાનું છે. તું મ્હારા હુકમ પ્રમાણેકરીશ તોજતું મ્હારો ખરો દાસ કૂહેવાઇશ. જે માણસ પારકો દાસ થઇ ધણી જે કામ બતાવે તે (પછી ગમેતેવું શાસ્ત્રથી વિરૂદ્ધ હોય, ગમે તેવું ખરાબ હોય તોપણ) તેનીઆજ્ઞાને માથે

ચઢાવી કરવુંજ જોઇએ. જો મ્હારૂં કહ્યું નહિં માને તો, તું ખચીત આ લોકમાં, દાસપણાના ધર્મથી ભ્રષ્ટ થયેલો ગણાઇને મોટી નિંદાને પાત્ર થઈશ માટે હે કહ્યું માનવામાં આનાકાની કરનાર દાસ, જલદી મારા હુકમને માની આ રાક્ષસીનો વધ કરય્."

**રાણીઃ**—"હે ચાંડાલ, હું રાક્ષસી નથી પણ માનવીછું. આ મારો પુત્ર સર્પડંશથી મરી ગયો છે. જો તારે મને મારી નંખાવવી હોય તો મારે મરણનો ભય નથી. હું મૂળથી દુઃખ ભોગવુંછું તે છુટીશ, પણ આ મારા પ્રિય પુત્રને અગ્નિદાહ કરવા દે, પછી ત્હારે જેમ કરવું હોય તેમ કરજે."

**ચાંડાલઃ**—"ઠીક ત્યારે, તારા પુત્રને અગ્નિસંસ્કાર કરય્" શ્મશાનરક્ષકને આજ્ઞા કરી કે, "આને તેના પુત્રનો અગ્નિસંસ્કાર કર્યા પછી મારી નાંખજે."

રાજા મનમાં ઘણો ખેદ પામી એક કોરે રહિને છાનોમાનો પોતાના દિકરાની આવી દુર્દશા જોઇ રડેછે. આણી તરફ રાણી લાકડાં વિગેરે ભેગાં કરીને પુત્રના શબદહન માટે ચિતા ખડકેછે. ચિતા ખડકાયા પછી રાણી પોતાના પ્રિય પુત્રને એકવાર છાતી સરસો ચાંપીને બોકી લેતી બોર બોર જેવડાં આંસુથી વિલાપ કરતી રડીને પુત્રના શબને ચિતા ઉપર મુકેછે. તેવામાં રાજા કે જે સ્મશાનરક્ષકના વેશમાં છે, જેણે

રાણીને ઓળખી છે પણ રાણીએ જેને ઓળખ્યો નથી એવી રાણી કલ્પાંત કરતી અગ્નિ પ્રકટાવવા પ્રયત્ન કરતી જોઇ તે ત્યાં ગયો. રાજાએ રાણીને પોતાની ઓળખ આપીને છેવટ પોતાના પ્રાણ સમાન વ્હાલી સ્ત્રીને મળ્યો. તેમજ પુત્રના શબને પણ તેણે હૈયા સરસું ચાંપ્યું. બોકી કરી. પછી એ દંપતિએ પરમેશ્વરની પ્રાર્થના કરી એટલે–સાક્ષાત્ વિષ્ણુએ બિજા દેવો સહિત આવીને કહ્યું કે, "હેસત્યવાદી ધૈર્યવાન્ હરિશ્ચંદ્ર, કંઈ સાહસ કરશો નહિં. આણી તરફ જુવો; આ ધર્મરાજા છે. આ ઇંદ્ર છે. આ, પ્રત્યક્ષ બ્રહ્માજી છે. આ, લોકપાળ છે. આ મહાદેવ છે. આ, અશ્વિનિકુમાર છે. આ, વિશ્વામિત્ર અને વસિષ્ઠ છે. એ સર્વે તમારી સત્ય પાળવાની દ્રઢ પ્રતિજ્ઞા જોઇ આટલું બધું દુ:ખ પડ્યા છતાં તમારામાંથી કોઇપણ ડર્યા કે ડગ્યા નથી અને બરોબર સત્ય પાળ્યું છે તેથી પ્રસન્ન થયા છે. તે સર્વે તમોને સ્વર્ગ લોકમાં રાખવા ધારેછે, માટે ચાલો સ્વર્ગ લોકમાં." એવામાં ઇંદ્રે, રોહિતાશ્વના મૃત શરીર ઉપર મંત્ર ભણી પાણી છાંટ્યું અને અમૃત નામક ઔષધી મુખમાં મુકી એટલે તે ભર નિદ્રામાંથી જાણે ઉઠતો હોય તેમ ઉઠીને બોલ્યો કે "અલ્યા શું તમે મને ફુલ નહિં વિણવા ઘો કે?" ને જુવે છે તો અહિં વાડી કે બીજું

કંઈ નથી પણ પોતાનાં માબાપ અને દેવોને જોયા. હરિશ્ચંદ્ર તથા તારામતિયે તેને સર્વ દેવને પ્રણામ કરવા કહ્યું. દેવે આશિર્વાદ દિધો. પ્રથમના જેવાં તે સર્વેનાં દિવ્ય શરીર તથા વસ્ત્ર ને અલંકારથી યુક્ત થયાં.

રાજા હરિશ્ચંદ્ર:—"મારા શેઠ પ્રવીરની આજ્ઞા શિવાય મ્હારાથી અહિંથી એક ડગલું પણ ભરાય તેમ નથી. જેણે આજ દિન સુધી મારૂં પોષણ કર્યું તેની આજ્ઞા જો હું ન લઉં અને તેની ઈચ્છા વગર આવું તો હું ધણીની આજ્ઞાને ઉલ્લંઘન કરનારના અપવાદમાં આવું, માટે મ્હારે તેની આજ્ઞા જરૂર જોઈએ."

ઈંદ્રઃ—"હે સત્યવાદી હરિશ્ચંદ્ર, એ સર્વ વિશ્વામિત્રની માયાથી–અને તપોબળથી થયેલું હતું. તે સર્વ હવે ઠેકાણે થઈ ગયું. રાજસૂય યજ્ઞમાં સારી પૂજાને પામેલા વસિષ્ઠમુની મારા ધામમાં આવ્યા અને સત્યવાદીપણાની વાત નિકળતાં તમારા વખાણ કર્યા, તેથી પરસ્પરમાં હોડ પડી; એક કહે કે તમે સત્યવાદી નથી ને એક કહે કે સત્યવાદી છો. તેથી જેનું ખરૂં પડે તે પોતાના જન્મભરના તપને પણમાં મુકે. આવી પ્રતિજ્ઞા કરીને વિશ્વામિત્રે તમારા સત્યની પોતાના તપોબળથી લીલા કરીને પરીક્ષા કરી છે. તેમાં તમે છેવટ સુધી સત્યને આસ્થા પૂર્વક સાચવ્યું છે, તેથી સર્વે ખુશી થયા છે.

હવે, એ સર્વે તમારી મિત્રતા ઇચ્છેછે. માટે મારૂં કહ્યું માનીને સ્વર્ગમાં ચાલો."

સત્યવાદી હરિશ્ચંદ્ર:—હે મોટા મન વાળા ઇંદ્ર, આપ કૃપા કરી મ્હારી એક વાત સાંભળો. અયોધ્યાના લોકો આશ્રા વિના તલસેછે. તેમના શોકને, અયોધ્યામાં જઇને મારે ટાળવો જોઇએ. તેમના વિના હું એકલો સ્વર્ગમાં આવું તે સારૂં નહિં—તેમ કરવાનો મ્હારો ધર્મ પણ નથી. માટે તમો સર્વેને પ્રણામ કરીને કહુંછું કે, કૃપા કરી પાછા પધારો."

ઇંદ્ર:—"લોકોના પાપ-પુણ્ય તેમની તેમની ક્રિયા પ્રમાણે જૂદાં જૂદાં છે તેઓ કેમ સ્વર્ગસુખને સંભવે?"

સત્યવાદી હરિશ્ચંદ્ર:—રાજાવડે પ્રજા છે અને પ્રજાવડે રાજાછે. રાજાનું પુણ્ય પ્રજાને મળેછે અને પ્રજાના પુણ્યથી સારી પેઠે રાજા રાજ્ય કરેછે. તેમના પરિશ્રમથી રળેલા પૈસાથી રાજ્યનું સર્વ કાંઇ ચાલેછે કદાચ પ્રજાનાં જૂદાં જૂદાં પુણ્યને-પાપ હોય તો ભલે. રાજાનો પુણ્યપ્રતાપ તેને મેળવવો ઘટેછે તેથી હું એકલો આવું તે સારૂં નહિં."

ઇંદ્ર તથા બિજા દેવો:—"તમારી સત્યપ્રતિ પ્રીતિ અને અનેક સદ્દ્ગુણો જોતાં તમારી ઇચ્છા પ્રમાણે થશે" એટલે રાજા તેની સ્ત્રી અને પુત્ર, તથા ઇંદ્ર સહિત

સર્વે દેવ કાશીમાંથી અયોધ્યામાં ગયા. ઘણે કાળે પોતાના રાજા–રાણી અને પુત્ર તથા મનુષ્યદેહને જેનાં દર્શન દુર્લભ એવા દેવનાં દર્શન કરીને નગરજનો ખુશી થયા અને મોટો ઉત્સવ કર્યો. રાજાએ સર્વે નગર જનોને બોલાવીને કહ્યું કે, "મનુષ્યદેહને દુર્લભ એવા સ્વર્ગલોકમાં મારા નગરજનો સહિત જવાનો લાભ મળ્યોછે માટે જેમને અમારી સાથે આવવું હોય તેમણે તૈયાર થવું." પછી, મનુષ્યને દુર્લભ એવા સ્વર્ગલોકમાં જેમને જવાની ઈચ્છા હતી તેઓ પોત પોતાના દિકરાઓને પોતાના સાંસારિક, વ્યાવહારિક આદિ સર્વ કાર્યોને સોંપી સદેહે સ્વર્ગસુખ ભોગવવા તૈયાર થયા.

રાજા પણ પોતાના પુત્ર રોહિતાશ્વને રાજગાદીનો અભિશેક કરી પૂરો રાજા ઠરાવી પોતાની પેઠે ચાલવાનો ઘણો સારો ઉપદેશ આપી, દેવ, નગરજનો અને તારામતિ સહિત સ્વર્ગે સિધાવ્યો. એ રાજા પરમ ઉત્સાહ અને આનંદથી પ્રજાનું પાલન કરી સાઠહજાર વર્ષ રાજ્યવૈભવ ભોગવીને સત્યને આસ્તાપૂર્વક કષ્ટ વેઠીને પાળતાં સ્વર્ગે સિધાવ્યો હતો.

---

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

**મુંબાઇ**:—રા. રા. પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી, તેલવાડી પાસે, કાળકાદેવી રોડ.

**અમદાવાદ**:—મેસર્સ દ્વારકાંદાસ મો૦ ની કંપની.